

શ્રી લક્ષ્મી કાન્ત નાટક

સમાજ.

# દાનવી માયા

નાટકના ગાયનો તથા ટુંકસાર.

છપાવી પ્રસિદ્ધ કરનાર

**કેશવલાલ કાન્તીલાલ**

માલેક—શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.



સુરત ભાગાતળાવ રોડ પર આવેલા
ધી "રાંદેર" પ્રિન્ટીંગ પ્રેસમાં રતિલાલ દુર્લભદાસે છાપી.



**કીંમત ૨ આના.**

ૐ

॥ तत्सत् परमात्मने नमः ॥

# દાનવી માયા

## નાટકનો સંક્ષિપ્ત સાર અને ગાયનો.

## શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ માટે


છપાવી પ્રસિદ્ધ કરનાર

**કાન્તીલાલ કેશવલાલ**

માલેક—શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.

હાલ મુ. સુરત, જ્યોર્જ થીએટર.

આવૃત્તિ ૧ લી    સને ૧૯૧૮    પ્રત ૨૦૦૦

સુરત, ભાગાતળાવ રોડપર આવેલા શ્રી "રાંદેર" પ્રિન્ટીંગ પ્રેસમાં રતિલાલ દુર્લભદાસે છાપી.

કિંમત બે આના.

# દાનવી માયા

## નામક નાટકનો પ્રવેશાનુક્રમે સંક્ષિપ્ત સાર.



### પ્રારંભમાં નાન્દી.

## અંક પહેલો.



**પ્રવેશ પહેલો—કૌરવોની રાજસભા**—માં વિજય યાત્રાએ નિકળતાં હસ્તિનાપુર આવેલા બળરામ, અને દુર્યોધનનો મેળાપ, અને આનંદ દરમ્યાન શિકારના ઝગડામાં હાર પામેલા, અને પાર્થ પુત્રના વીરત્વથી ક્રોધે ભરાયેલા લક્ષ્મણનું આવવું, દુર્યોધન પાસે અભિમન્યુ પર અત્યાચારનો આરોપ મુકી જુઠી ફરીયાદ કરવી, જેથી દુર્યોધન ક્રોધે ભરાઇ અભિમન્યુને બોલાવી દોષિત ઠરાવી ધિક્કાર આપે છે. પરંતુ વીર અભિમન્યુ પોતે નિર્દોષ હોવાથી દુર્યોધનને દાંતતોડ જવાબ આપે છે. જેથી બળરામ તેને ઉદ્ધત જાણી પોતાની પુત્રીનો તેની સાથેનો સંબંધ તોડી દુર્યોધનના પુત્ર લક્ષ્મણ સાથે કરવાની પતિજ્ઞા કરે છે. તેથી અભિમન્યુ ઉશ્કેરાય છે અને બળરામને અવિચારી સાહસથી અટકાવતાં વિતંડાવાદ વધી જાય છે. પરિણામે તલવારો ખેંચાય

છે ત્યાં શ્રી કૃષ્ણ પ્રગટ થઇ અભિમન્યુનું અનિષ્ટ કરવા તૈયાર થયેલા દુર્યોધનને અટકાવે છે.

## ટેબ્લો.

**પ્રવેશ બીજો—સુભદ્રાનો આવાશ—**પ્રતિકુળ ભાગ્યદશાનો વિચાર કરતી સુભદ્રાને અભિમન્યુ આવી સગપણ તોડયાના સમાચાર આપે છે જેથી ક્રોધે ભરાઇ વીર માતા નિરૂત્સાહી પુત્રના હૃદયમાં ઉત્સાહનો દિપક પ્રગટાવી વત્સલાનું હરણ કરવા ઉશ્કેરે છે અને માતા પુત્ર દ્વારિકાં તરફ વિદાય થાય છે.

**પ્રવેશ ત્રીજો—લક્ષમણનો આવાસ—**છળ પ્રપંચના પોબારથી ફુલાઇ જતાં શકુની પાસે લગ્ન સમાચારથી ઘેલો બનેલો લક્ષમણ આવે છે શકુની તેને પ્રેમઘેલો ન થવા સમજાવે છે, પરંતુ લક્ષમણ તે શીખામણને ન ગણકારતાં ચાલ્યો જાય છે; પછી મૂર્ખ રાજકુમારો વીષે શકુનીના ઉદ્દગાર.

**પ્રવેશ ચોથો—વત્સલાનું વસંતોદ્યાન—**વત્સલાનો સખીઓ સાથે હાસ્યવિનોદ ચાલી રહ્યો છે ત્યાં વિલાસીની આવી અભિમન્યુ સાથેનો સંબંધ તોડયાના સમાચાર આપે છે. જેથી વત્સલા ચીંતાતુર થાય છે અને કોઇ રસ્તો ન સુઝવાથી શ્રી કૃષ્ણનું શરણ યાચે છે. ત્યાં શ્રી કૃષ્ણ પ્રગટ થઇ તેની મનઃ કામના પૂર્ણ કરવાનું વચન આપી સાંત્વન કરે છે, પછીથી પ્રેમઘેલી કુમારીકાના પતિ ભક્તિ દર્શાવનાર ઉદ્દગારો.

**પ્રવેશ પાંચમો દ્વારિકા જતાં કૌરવોએ મુકામ કરેલું ઉપવન**—પોતાની અનુકુળ ભાગ્ય દશા માટે લક્ષ્મણ આનંદના ઓઘ વહાવી રહ્યો છે. ત્યાં મુગ્ધા કુમારિકા મોહિની આવી ચડે છે જેથી પ્રેમનો ભૂખ્યો લક્ષ્મણ તેની પાસે પ્રેમ યાચના કરે છે, પરંતુ ચતુર મોહિની તેને લટ્ટુ બનાવી છટકી જાય છે. પછીથી અપમાન પામવાથી ક્રોધે ભરાયેલા લક્ષ્મણને શકુની શાન્ત કરી સમજાવી લઇ જાય છે.

**પ્રવેશ છઠ્ઠો ભયંકર જંગલ**—દ્વારિકા જતાં સુભદ્રા અને અભિમન્યુ ભૂલાં પડવાથી, ભયંકર જંગલમાં આવી ચડે છે. જેથી સુભદ્રા ગભરાય છે. પરંતુ તેનું સાંત્વન કરી, એક નિર્ભય સ્થાનમાં બેસાડી, અભિમન્યુ જંગલ સળગાવે છે. જેથી તે સ્થાનનો સ્વામી ઘટોત્કચ આવી, અભિમન્યુથી યુદ્ધ મચાવી પરાજય આપી તેના શૌર્યની શ્લાઘા કરતો ચાલ્યો જાય છે, ત્યાં સુભદ્રાનું આવવું, પોતાના પુત્રને મૃત્યુ પામેલો જોઇ સંતાપ કરવો. તેટલામાં હિડંબાનું આગમન, પરસ્પર ઓળખાણ અને સ્નેહીઓનો મેળાપ. પછીથી ઘટોત્કચનું આવવું, હિડંબાએ તેને અભિમન્યુ સાથેનું સગપણ સમજાવવું અને ભ્રાતૃહત્યા માટે ધિક્કાર આપવો, જેથી ઘટોત્કચની આત્મઘાતની તૈયારી પરંતુ કૃષ્ણચંદ્ર પ્રગટ થઇ ઘટોત્કચને સાહસ કરતો અટકાવી અભિમન્યુને સંજીવન કરે છે અને ઘટોત્કચ આશ્ચર્ય પામે છે.

## ટેબ્લો.

**પ્રવેશ સાતમો રાજમાર્ગ**—શ્રીકૃષ્ણના ઉપકારથી તેના ગુણાનુવાદ ગાતા ઘટોત્કચ અને અભિમન્યુની શોધ માટે નીકળેલી વિલાસીનીનો મેળાપ. નૂતન પરિચય થયા બાદ વિલાસિનીએ બનતી મદદ

કરવાનું વચન આપવાથી આનંદિત બની ઘટોત્કચ અભિમન્યુને બોલાવવા માટે જાય છે પછી વીર ઘટોત્કચપર મોહિત થયેલી વિલાસીનીનો તેનેજ વરવાનો નિશ્ચય.

**પ્રવેશ આઠમો વત્સલાનો એકાંત વાસ**—પતિ વિયોગે ઉન્માદી બનેલી વત્સલા પાસે લક્ષ્મણ આવી પ્રેમયાચના કરતાં, તિરસ્કાર મળવાથી ક્રોધે ભરાઇ જુલમ ગુજારે છે; પરંતુ અભિમન્યુના આગમનથી લક્ષ્મણનો ક્રોધ અત્યંત વધી જાય છે, અને યુદ્ધ કરવા તૈયાર થાય છે. તેટલામાં પ્રબળ પરાક્રમી ઘટોત્કચ પ્રગટ થઇ અભિમન્યુ અને વત્સલાને નસાડી મુકે છે અને સૈનિકોનો નાશ કરી લક્ષ્મણને એક ભયંકર દ્રસ્ય બતાવી ધમકાવે છે.

ટેબ્લો.



# અંક ૨ જો



**પ્રવેશ પહેલો કૌરવોનું શિબિર**—ઘટોત્કચના ત્રાસથી પીડાતો લક્ષ્મણ, દુર્યોધન અને શકુનીને અભિમન્યુ વત્સલાને ઉપાડી ગયાના ખબર આપે છે પરંતુ દુર્યોધન તેની વાતને સ્વપ્ન માની સમાધાન કરી વિદાય કરે છે. પછીથી શંકાનો ઉદ્‌ભવ થતાં વત્સલાને પ્રત્યક્ષ જોવાની યુક્તિ રચી દ્વારિકાં તરફ વિદાય થાય છે.

**પ્રવેશ બીજો અભિમન્યુનો ઘટોત્કચે બનાવેલો મહાલય**—વત્સલાની વિલાસિની અને સખીઓ સાથે હાસ્ય વિનોદ અને મીઠી મશ્કરી પછીથી અભિમન્યુ આવતાં દંપતિની પ્રેમગોષ્ટી ત્યાર બાદ કૃષ્ણના હાથે અભિમન્યુ અને વત્સલાનો હસ્તમેળાપ અને અભિમન્યુની સદ્‌ધર્મ પ્રવૃત્તિની પ્રાર્થના.

**પ્રવેશ ત્રીજો—બળરામનો આવાસ**—દુર્યોધન તથા બળરામનો મેળાપ પરસ્પર કુશળ સમાચાર પુછાયા બાદ વત્સલાને જોવા માટે તે આ લગ્નમાં અસમ્મત છે એવી બળરામ પાસે દુઃશાશન શંકા કરે છે. જેથી કૃષ્ણચંદ્ર ક્રોધે ભરાઇ વત્સલા રૂપે રહેલા ઘટોત્કચને લાવે છે. અને તેનાજ મ્હોડેથી સર્વને ખાત્રી કરાવી વિદાય કરે છે. સર્વના ગયા પછી વચ્ચે બોલવા માટે શકુની લક્ષ્મણને ધમકાવે છે. પછીથી લક્ષ્મણ પોતાની બુદ્ધિનો ભંડાર ખુલ્લો કરે છે.

**પ્રવેશ ચોથો—ઘટોત્કચે ઉપજાવેલું મનોહર સ્થાન**—કૌરવોને પાયમાલ કરવાના વિચારોમાં ગુંથાયેલા ઘટોત્કચ પાસે વિલા-

સિની આવે છે, અને અંતઃપુરમાં જવાનું સુચવે છે જેથી ધટોત્કચ એક મનોહર બજાર બનાવી વિલાસિનીને તેની સંભાળ રાખવાનું કહી વિદાય થાય છે. પછીથી દુર્યોધન પોતાને બનાવતી રત્નો આપી કપટ કરનાર વ્યાપારીની શોધ કરતો આવે છે. અને વિલાસિનીને તેની મદદગાર ધારી વ્યાપારી કયાં છુપાયો છે તે જોર જુલમીથી મનાવે છે ત્યાં વ્યાપારી વેશમાં ધટોત્કચ પોતેજ પ્રગટ થઇ વિલાસિનીને બચાવી દુર્યોધન તથા દુઃશાશનથી વાક્યુદ્ધ મચાવે છે. પરિણામે દુર્યોધન અત્યંત ઉશ્કેરાઇ તેનો ધાત કરવા ધસે છે, પરંતુ ધટોત્કચ છટકી જાય છે; અને દુર્યોધન તથા દુઃશાશન તેની આસુરી માયાજાળમાં બંધાય છે.

ટેબ્લો.

**પ્રવેશ પાંચમો—ઉપવન**—યુવાનીના પૂરમાં તણાતી મોહિની અને સખીઓનો વાણી વિનોદ. પરસ્પર પતિ પસંદગીના વિચારો અને મુગ્ધા કુમારિકાઓનાં આશાભર્યાં ઉદ્દગાર.

**પ્રવેશ છઠ્ઠો—લગ્ન મંડપ** કૌરવ અને યાદવોના સમુદાય વચ્ચે લક્ષ્મણ અને વત્સલા રૂપે રહેલા ધટોત્કચનો હસ્ત મેળાપ. તે જોઇદુર્યોધનનો આનંદ ઉભરાઇ જાય છે, પરંતુ પળવારમાં સર્વને આશ્ચર્ય પમાડતો વીર ધટોત્કચ વનિતા વેશ ત્યાગી પ્રગટ થાય છે. તે જોઇ સઘળા તેને પકડવા ધસે છે, પરંતુ ધટોત્કચ સર્વની આંખોમાં ધુળ નાંખી છટકી જાય છે.

ટેબ્લો.



# અંક ત્રીજો



**પ્રવેશ પહેલો—અભિમન્યુને આવાસ**—સુભદ્રા અને હિડંબા સાથે અભિમન્યુ તથા ઘટોત્કચનો મેળાપ. ઘટોત્કચે યુદ્ધનું નિમંત્રણ આપેલું હોવાથી સંગ્રામની તૈયારી અને સર્વના ગયા પછી અભિમન્યુની વત્સલા પાસેથી પ્રેમભરી વિદાયગીરી.

**પ્રવેશ બીજો—રણભુમિ**—બળરામને સમજાવવા છતાં ન સમઝવાથી અને યુદ્ધની તૈયારી કરવાથી માઠું પરિણામ લાવનાર યુદ્ધ વ્યાપાર વિષયમાં વિચારગ્રસ્ત શ્રીકૃષ્ણ ઉભેલા છે, ત્યાં સૈન્યને આવતું જોઈ અભિમન્યુ અને ઘટોત્કચને બચાવવાનો નિશ્ચય કરી ચાલ્યા જાય છે. પછીથી રાક્ષસો અને કૌરવોનું સૈન્ય આવતાં દુઃશાશન અને અભિમન્યુનું યુદ્ધ, તેમાં દુઃશાશનનો પરાજય, પછીથી દુર્યોધન સાથે યુદ્ધ કરતાં અભિમન્યુનું મુર્છિત થવું. ત્યાં બંધુની મદદે આવેલા ઘટોત્કચને હાથે દુર્યોધનને મુર્છા, ત્યાર બાદ બળરામ સાથેના હુન્ધ યુદ્ધમાં ઘટોત્કચ હારી જવાથી તેને નીચે પટકી બળરામ તેનો નાશ કરવા મુશળ ઉઠાવે છે, પરંતુ શ્રી કૃષ્ણ પ્રગટ થઇ બળરામને અટકાવે છે. મુર્છિત થયેલા સર્વ યોદ્ધા જાગૃત થાય છે અને આશ્ચર્ય પામે છે.

## ટેબ્લો.

**પ્રવેશ ત્રીજો**—શ્રી કૃષ્ણ બળરામને ઉપદેશ આપી શાન્ત કરે છે અને સુભદ્રા અભિમન્યુ તથા ઘટોત્કચ સાથેનું વૈર ભુલાવી સ્નેહ

બંધાવે છે. ત્યાં દુર્યોધન આવતાં લક્ષમણનાં લગ્ન મોહિની સાથે કરી આપવાનું કહી યુક્તિથી શાન્ત કરી બળરામ તથા કૃષ્ણ વિદાય થાય છે. પાછળથી સમય વિચારી નમી ગયેલો દુર્યોધન તે બન્ને બંધુનો નાશ કરવાનો નિશ્ચય કરે છે.

**પ્રવેશ ચોથો**—નિરાશ થયેલા લક્ષમણને શકુની તેના લગ્નની ખબર આપી આનંદિત બનાવી ચાલ્યો જાય છે. પછીથી મોહિની તથા સખીઓ આવે છે અને મોહિનીને પ્રણય કલહ શીખાવે છે. અને સર્વ સખીઓના જવા પછી લક્ષમણ અને મોહિનીની પ્રેમચેષ્ટાઓ.

**પ્રવેશ પાંચમો**—કૌરવો, બળરામ, અભિમન્યુ અને ઘટોત્કચ વચ્ચે સંપ સલાહ પરસ્પર ક્ષમાની યાચના, શ્રી કૃષ્ણના વરદ હસ્તે વિલાસિની અને ઘટોત્કચે તથા મોહિની અને લક્ષમણનો હસ્ત મેળાપ.

**સર્વ શાન્તિ અને આનંદ.**



# નાટકનાં પાત્રો.

## પુરૂષ પાત્રો.

**શ્રીકૃષ્ણ પરમાત્મા**...આ વિશ્વવિખ્યાત વિભૂતિના પરિચયની જરૂર નથી

**બળરામ** ... ... શ્રી કૃષ્ણના વડીલ બંધુ.

**અભિમન્યુ** ... ... વીર અરજુનનો પ્રતાપી પુત્ર.

**ઘટોત્કચ** ... ... પાંડવ ભીમસેનનો પ્રબળ પરાક્રમી પુત્ર.

**દુર્યોધન** ... ... કૌરવ કુલનો અગ્રણી અને હસ્તિનાપુરનો રાજા

**દુઃશાશન** ... ... દુર્યોધનનો કનિષ્ટ બંધુ.

**શકુની** ... ... દુર્યોધનનો મામો.

**લક્ષ્મણ** ... ... દુર્યોધનનો અવિચારી પુત્ર.

**મદ્રસેન** ... ... એક યાદવ સેનાપતિ.

ઉપરાંત બ્રાહ્મણ, પ્રતિહારી, સૈનિકો, રાક્ષસો વીગેરે.

## સ્ત્રી પાત્રો.

**વત્સલા** ... ... બળરામની પુત્રી અને અભિમન્યુની અર્ધાંગના.

**વિલાસીની** ... ... વત્સલાની પ્રીય સખી અને પછીથી ... ... ઘટોત્કચની પત્નિ.

**મોહિની** ... ... મદ્રસેનની પુત્રી અને પછીથી લક્ષ્મણની પ્રીયતમા

**સુભદ્રા** ... ... અભિમન્યુની માતા અને શ્રીકૃષ્ણની ભગિની.

**હિડંબા** ... ... ઘટોત્કચની માતા.

ઉપરાંત દાસીઓ, સખીઓ, વારાંગનાઓ વીગેરે.

**સ્થળ** ... ... હસ્તિનાપૂર, હિડંબાવન અને દ્વારિકા.

ॐ

# तत्सत् परमात्मने नमः

# દાનવી માયા

## નાટકનાં ગાયનો.



## અંક ૧ લો.

### મંગળાચરણ.

મમ નમન સરસ્વતીને.

હે જનની ! દુઃખહર, શુભકર, પ્રગતિને—
મયુર વાહન શુભ્ર વસના,
પદ્મ આસન બ્રહ્મ તનયા,
વાદ્ય વીણા ધારિણી;
કર પૂનિત ધરજે, તિમિર હરજે, વિજય કરજે
પ્રણિત જનને —નમન.

વારાંગનાઓ— ૧

જય જ્યોતિ જગ ઝળહળે, પ્રસરો જયજયકાર,
અમર હજો અવનિ પતિ, કુરૂ કુળ યશ વિસ્તાર;

રણુધીર પ્રજા પ્રતિપાળ,
ધરી કંઠે વિજય વરમાળ—રણ.
ભર્ગ ભારી ધૈર્ય ધારી જાણે અરિજન કાળ—ધરી.
રાજ્ય નીતિમાં પ્રતિતિ જીતી પ્રદેશ વિશાલ—ધરી.

વારાંગના— ૨

હેરી ! ફોરી ગગરી નીડર યે કનાઈ.
નીર ભરન મંય કયસે કયસે જાય !—હેરી
પનઘટવા પે ઠેઠોલી મચાઈ.
ગગરી પટક મોરી ચુનરી ભીજાઈ.
નીકૂટ કો કયસે સમઝાઉં !— હેરી
રગઝગમેં મયને મુંદરી ગવાઈ,
પીયા મોહે પુછે કહું બાત કયા બનાઈ,
લોગ કહત હરજાઇ— હેરી.

સુભદ્રા— ૩

વિશ્વપતિ માયા તારી, ભ્રામક ભાસે છે ભારી,
ધૃતિ જાયે માનવ હારી.—
જીવ જરી ન શાન્તિ પામે; મોહ મમતામાં વિરામે,
સારંગ પાણીને વિસારી— વિશ્વ.
મૃગજળ છે માયા વારી, માનવ થાકે ગે.થાં મારી,
બ્રહ્માંડ સ્વામી ! લે ઉગારી— વિશ્વ.

અભિમન્યુ— ૪

લાવું હુલી જય કરીને, પ્રિયતમા.
કૌરવના મદને તોડી,
ધરી કૃપાણ, હારી પ્રાણુ રણુમાં—લાવું.
મદ ભર વચન એ ભારી ઉચરતા;
અભિમાની દીન જન દુઃખિતજ કરતા—ધરી.

શકુની— ૫

અક્કલના આવા અંધા, કરનારા ઉંધા ધંધા
રમણીને નામે નિરખ્યા પહેલાં પાણી થઈ જાતા,
વિલાસમાં રમે, ન કામ કંઈ ગમે,
સદાય રાગ રંગના વિચારમાં ભૂલી ભમે-અક્કલ.
મનહરણી આવે સ્હામી, લપટાયે થઇને કામી,
ભૂલીને સઘળાં રાજકાજ દુનિયામાં નિન્દાતા-અક્કલ.

વત્સલા અને સખીઓ—૬

મનહર શોભા સુંદર ઉપવનની અવલોકી અનુરાગે—
આલી ! વસંત મધુર વધાવો, માળ કુસુમની ધારીને,
દિવ્ય અમીરસ ભરીયે આવો, અંતર વ્હાલ વધારીને-મનહર.

મધુરી કોયલ ટહુકે છે, ચંદા ગગને ચમકે છે,
સરવરમાં છલકે વારી, મધુકર ગુંજ કરે ભારી,
આવો, આવો, લઇયે લ્હાવો, સજની પ્રેમ પરસ્પર
ધારી—મનહર.

વત્સલા અને સખીઓ—૭

લજ્જા ધરનારી, અનંગ રંગ ભારી,
તારી છાતલડીમાં છલકાય—
નયને પ્રીતિ સુધા ઝલકાય,
ખીલ્યું જોબનીયું ઝોલાં ખાય—લજ્જા.
આ શી લવારી? તમથી હું હારી, હાંસી ન હુંથી સ્હેવાય,
પ્રીતમજી આવશે, પીડા શમાવશે, શાણી શાને શરમાય ?
ઘેલી શાને અધીરી થાય?—લજ્જા.

વત્સલા— ૮

સ્નેહ ગ્રંથીયે જે ગુંથાયો સ્નેહ સરોવર વસનારો,
પ્રણય પંથ ગામી નવ તજશું એજ નેત્રનો છે તારો–સ્નેહ.
નાર નાવને નાવિક એ તારે, ભવસાગરથી ભામા ઉગારે,
તે પ્રીયતમનું નામ સ્મરતા, તરશું સંસારે—સ્નેહ

ઈશ અનેરો એથી નહિં મારે, નાર સતિનું ભુષણ એ ભારે
તે પ્રભુનું આ દેહ હૃદયમાં ધ્યાન સદા ધારે
કંથનું ધ્યાન સદા ધારે—સ્નેહ.

મોહિની— ૯

મદન સતાવે, મારૂં મન શરમાય,
મન શરમાય, મારૂં તન કરમાય.—
ભોજન અભાવાને, નીંદ ન આવે,
વિરહ જગાવે, મારી જુવાની જણાય.—મદન૦
રતિ રસ ચાવાને, અધિરાઇ આવે,
મને હાય ચોળી મારી કસોકસ થાય.—મદન૦

અભિમન્યુ— ૧૦

વિધિની કૃતિ ગતિ આ, છે અપાર !
કયારે દરિદ્ર કયારે ધનિક, શી રચના !
કરતી કવચિત નૃપતિ પામર જનને,
ભુપ ભારી, રાજ્ય હારી, ભટકે;
વિપદહાર, વિશ્વાધાર, દીન જનના.—વિધિ૦

વિલાસિની— ૧૧

મનહર મોહન પર વારીરે, બલિહારી-
છબી સુંદર મનમાં ધારીરે, બલિહારી.—
કામણગારે કામણ કીધું, મદને મમભાન હરી લીધું,
કરી ઘાયલ બાળ કુમારીરે બલિહારી—મનહર.
મનનો પરમેશ્વર એ મારો, કરૂં ના દીલથી કદીયે ન્યારો,
વરૂં વ્હાલમ વ્હાલ વધારીરે, બલિહારી—મનહર.
પીયુને અધરામૃત પાન ધરી, પરિરંભણ પાક રસાળ કરી,
સેવા કરૂં સેજ સમારીરે, બલિહારી—મનહર.



# અંક ૨ જો.



સખીઓ— ૧૨

મોંઘી સરજાવી મેં તો, કંચુકી ઉમંગમાં,
પ્હેરીને ચાલી સખી ! રમવા હું રંગમાં.
રાતલડી ખીલી ખુબ ચંદા ચમકાવતી,
હસતાં હું ચાલી મધુર ઝાંઝર ઝમકાવતી.
મોતી ઝળકે [૨] કંચુકીમાં અમૂલરે બ્હેનડી. મોંઘી.
કંચુકી કસબી કસી, ધરી સોળ શૃંગાર
થઇ જાવા તૈયાર હું રતિ મંદિરને દ્વાર.
શોભા અંબરની ન્યારી, ચમકતા તારલીયા ભારી,
રાજે રવિ શશી બે દેવ, કળા આકાશ તણી ધારી.
પહોંચી પ્રીયતમ પાસ હું નીરખી નયને નાથ
ખેંચી પાલવ પ્રેમથી ભીડી હૃદયા સાથ
રસીકને રીઝાવવા શૃંગાર સઘળા ધારીયેરે
સફળ તો નાર તણો અવતાર પ્રીત વધારીયેરે
શીયળ ધારી સેવા કરીયે તરીયે દુસ્તર આ સંસાર
પતિથી તરિયે આ સંસાર—

વત્સલા અને સખીઓ— ૧૩

આલી! ધીમે નચાવી આંખ તારી, પ્રીતમ પ્રેમ ધારી,
લોભાવજે લુંટારી;
ને હસિત વદન, મધુર નયન, શયનમાં સમારી—આલી૦
આગ અંગની, છે અનંગની, મદન જંગથી
બુઝાવ જા બિચારી!
પ્રેમવારી, રસ ભારી, ધુતારી, રસ ભીનાને,
પાઇ પ્રીત ધારી—ને હસિત૦

અભિ૦ અને વત્સલા— ૧૪

શામળીયા આ સુંદરી સ્વીકારજોરે,
વાહ રસીયા, આ કુમુદ તણા શશી રાજજોરે;
મદ નયને હું લુંટાઇ, વનવેલી હું વીંટાઈ,
પ્રીતમ તમ તરૂરસ રેલાવજોરે— શામળીયા૦
શાણી પ્રીય વાણી વશીકરણી,
હું દાસી પ્રીય નાથ ચરણની;
કમળ નયન છબી ચંપકવરણી,
સજુ સેવના વીર સુભટની.
કુસુમ બાણ સમ નયના નૃત્ય હારી, હૈયા હારજોરે—શામ૦

**શ્રીકૃષ્ણ અને અભિમન્યુ—૧૫**

એ મારી આશિષ છે, કરો સુયશ વિસ્તાર
અવિચળ કીર્તિ પામજો, હજો સુખદ સંસાર.
શરણ શુભ રાચેરે આનંદ ઘનનું,
અનંત અઘ કાપી, વરદ કર સ્થાપી,
અક્ષય પદ આપો એ તારણ તનનું—શરણ.
છો પાળક નીજ ભકતના, પૂર્ણ બ્રહ્મ અવતાર!
ઉરધારો એ પ્રાર્થના પ્રણમું વારંવાર
સાગર ભવ ભારી, અવિનાશી! લ્યો ઉગારી—અક્ષય.

**લક્ષ્મણ અને શકુની— ૧૬**

રાજાની રીતિ હું રાખું ન્યારી,
પ્રેમને મોટાઇ આપું ભારી.
ડોલાવું દુનિયાં ડહાપણના કામથી—રાજાની.
પ્રેમનો નાચોનો આ શુરો કુમાર છે
આખા જગતને તેને આધાર છે—રાજાની.
લોકોમાં પ્રેમનો ડંકો વગડાવજો
સ્વર્ગેથી આપ તે જોવાને આવજો—રાજાની.

**મોહિની— ૧૭**

મને મોહન મીલાવો, જોબનીયું એળે જાય
મારી કલી મધુર, ખીલી પૂર, પીયુ વિના કરમાય—મને.
નારી નાજુકડી, નાની કમર લચકાવતી,

ખીલી પાંખલડી, ભોગી ભ્રમર લલચાવતી,
આંખલડી આતુર દીસે ચેન નહિં અંતરને આવે
રાતલડી સુની લાગે મુજને વેરણુ થઈ અકળાવે
મન્મથમાં વ્યાકુળ વામા થાય (૩)
મનહરને મળવા ઘેલી જાય (૩)
આવો કોઇ આવો રસીયા વિરહી કાયા શીતળ થાય–મને.

## મોહિની અને સખીઓ—૧૮

ગાન મધુરાં ગાય રતિનાં રૂપે કામ. લજાવે
સ્નેહ સુધારસ સીંચન કરતાં ઘડી ઘડી શરમાવે
મુજને એ મોહન ભાવે
વાત વાતમાં રીસ કરીને રોષ દોષ દર્શાવે.
પણ મમતાથી પંગે પડું તો છાતી શુ લપટાવે—મુજને.
કરી કમાણી પૈસા લાવે પેટીમાંજ દબાવે
કુંચી કરમાં લ્યો શેઠાણી! કહી કહી બોલાવે—મુજને.
ઘર કુકડો થઈ ઘરમાં બેસી આજ્ઞા નિત્ય ઉઠાવે,
ઘરની દેવી કહી સલુણો સેવા સર્વ બજાવે.—મુજને.
પ્રેમ પુષ્પનો પ્રેમ ભોગી તે પ્રેમ સુધા પીવરાવે,
પ્રેમેથી પરિરંભણુ આપી પ્રેમ ઝુલે ઝુલાવે.—મુજને.

મહિલા મંડળ— ૧૯

માંડવ મારે આજ વેવાઇ આવ્યા
સાજન મોતી થાળ ભરીને વધાવ્યા.—માંડવ.
રૂડા ફુલના હાર ગુંથાવ્યારે.
મેંતો મોતીડે ચોક પુરાવ્યારે
વર રાજાને તોરણ લાવ્યા.—માંડવ.
મારા ઉરમાં આનંદ ન માયેરે.
દેખી હસ્ત મેળાપ હરખાયેરે.
વર કન્યાના કોડ પુરાયે.



# અંક ત્રીજો



સુભદ્રા— ૨૦

અખિલ વિશ્વના વિભુ કૃપાનિધિ જગત્‌પતિ.—
અધમને ઉદ્ધારનાર, ત્રિવિધ તાપ ટાળનાર;
દયા ધરી હરિ ! વિદારો સર્વે દુર્મતિ.—અખિલ.
સૃષ્ટિ સર્વ સરજનાર, વિલય આપમાં થનાર;
નિધા કરી જરી, કરો સુપંથમાં ગતિ.—અખિલ.

વત્સલા, અભિમન્યુ અને સખિઓ—૨૧

શુરા ભૂમી સમરની શોભાવજોરે
રીપુ રોળીને વિજય વધારજો.
યશ ભોગી થઇને વ્હેલા આવજો.
કીર્તિ માળા કુસુમની સોહાવજો.
સહાયક શ્રી ગિરિવરધારી, આવું શત્રુ સંહારી.
સંચરજો અસિ કરધારી, વ્હાલા હું તમપર વારી.
ધીરા ! ધરણી તલને ધ્રજાવજોરે—રીપુ.

શ્રી કૃષ્ણ— ૨૨

જુઓ હૃદયમાં વિચારી, રે ભ્રાતા !—જુઓ.
કામ ક્રોધ અરિ મોહ થકી તો,

યોગી જ્ઞાની પણ જાયે હારી. રે ભ્રાતા !—જુઓ.

(સાખી)

મમતામાં મુરખ મરી, વિધવિધ કરતો કર્મ;
કુટીલ જનો નવ જાણતાં, દેહ ધર્યાનો મર્મ.
જુઠી માયા ભરમાવે ભારી, રે ભ્રાતા !—જુઓ.

## મોહિની અને સખીઓ—૨૩

વ્હેલી અલબેલી લાજ મેલી પ્રીતમ પાસ જા.......
રસીયો રીઝાવ જા, રસથી ભીજાવ જા........વ્હેલી.
ઘુંઘટ પટ ખોલી મીઠું મીઠું બોલી મનાવું,
લ્હેરી લટકાળાથી અંતરના જવાળા, બુઝાવું;
કામણ કરનારી તું જોજે ન હારતી,
મારકણી આંખોમાં લજ્જા ન ધારતી.—વ્હેલી.

## મોહિની અને લક્ષ્મણ— ૨૪

લાલ લોચનો નીરખી લાલા હારી હું મન મોહન મારા !
પ્રેમ ઝુલામાં પ્રાણ ઝુલાવો રેલાવો રતિરસની ધારા.—
કામ મંદિરિયામાં આવો રસીયા રસ પીનારા.
શય્યા સુખકર શોભાવો, હું છું આધિન દારા;
ખીલી વાડી લુંટાવો, લુંટો રસીલા મારા !
રાતલડીરે ! રસીયા સંગે માણશું !—કામ.

સર્વ-　　　　　　　　૨૫

આજે આનંદ આનંદ હૃદયે અપાર,
દશે દીશાઓમાં, વ્યાપી રહ્યો જયજયકાર.
ગુણમણી ગાન મધુર બહુ ગાયે,
સહુ સજજન મન હર્ષ ન માયે,
નીરખી મંડપ શોભા ઇંદ્ર લજાયે.—આજે!



# સોના ચાંદીના દાગીના ખરીદવાની
# ભરોસાદાર દુકાન.



## મે: શા. નગીનદાસ નરોતમદાસની કું૦

રેક જાતના સોના ચાંદીના દાગીના બનાવનાર તથા
વેચનાર તેમજ દરેક જાતના નવા ઘડીયાળો તથા તેને
લગતો દરેક જાતનો સામાન વેચનાર તેમજ
જુના ઘડીયાળો દુરસ્ત કરનાર.

**એક વખત પધારી ખાત્રી કરવા વિનંતી છે.**

**ઠે૦ બુરાનપુરી ભાગળ—સુરત.**

# લગનસરાનો શણગાર તે શું?

## ખરા રજવાડી જરીના ડ્રેસો.

વરરાજાને પહેરવાના ખરા તેમજ ખોટા લપ્પાનાં જામા જોધપુરી તેમજ રજવાડી સંડીલા, ખરી અને ખોટી પાઘડીઓ તાસનાં ફેંટા, ફેન્સીકટનાં સીરપેચ તથા પીછી અને બદલાની કલચી વીગેરે જથાબંધ તથા છુટક બનાવનાર વેચનાર અને ભાડે આપનાર,

દુકાન સ્ટેશન રોડ<br>તાર હોફીસ પાસે<br>બેગમપુરા.

**ગોવનભાઈ નારણદાસ**<br>છાપરીઆ શેરી—સુરત.

તા૦ ક૭ ઉપર લખેલો દરેક જાતનો માલ ઓર્ડર મુજબ ફાઈદે બનાવી આપીશું.

# જાહેર ખબર.

—⋙⊙⋘—

નીચે દર્શાવેલા નાટકનાં ગાયનોના ઓપેરાઓ કીંમતે અમારી શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજનો જ્યાં મુકામ હશે ત્યાં ત્યાંની ઓફીસમાંથી મળશે.

| | | |
|---|---|---|
| ૧ | બોઢાણો .... .... .... .... | ૦- |
| ૨ | સકુંતલા .... .... .... .... | ૦- |
| ૩ | પાવાગઢનો પ્રલય .... ... .... | ૦—૨—૦ |
| ૪ | સુર્ય કાન્ત .... ... .... | ૦—૨—૦ |

માલેક,

શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.

